બાળ ગ્રંથાવળી : : ચોથી શ્રેણી : ૩

# વીર વનરાજ



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૩

# વીર વનરાજ


:: લેખક ::

કેશવલાલ ડોસાભાઈ દેસાઈ







પ્રથમ આવૃત્તિ : નકલ ૧૨૫૦ : સં. ૧૯૯૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

: પ્રકાશક :
ધીરજલાલ ટોકરશી શાહ
ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર
હવેલીની પોળ રાયપુર : અમદાવાદ







ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.

# વીર વનરાજ

કનોજ દેશના રાજા ભુવડની સભામાં પંચાસરથી આવેલ રાજકવિ શંકર કવિત લલકારી રહ્યો છે, સર્વ કોઇ સાંભળ-વામાં તલ્લીન બન્યા છે.

'રંગ છે! રંગ છે! કવિ તારી જનેતાને' રાજા ભુવડ આનંદના આવેશમાં પોકારી ઉઠચો.

'મહારાજ! રંગ તો મને નહિ, પણ મારા સ્વામી જય-શિખરીને છે જેનો વિજય વાવટો સર્વથી ઉંચે ઉડી રહ્યો છે.'

'સર્વથી ઉંચે?'

'હા મહારાજ.'

'કવિ એવો અહંકાર જવા દો.'

'મહારાજ! આ અહંકાર નથી. પણ તદ્દન સત્ય છે. ગરવી ગૂજરાતનો તે ધણી છે, જ્યાં કાચું સોનું નીપજે છે. અનેક સંતમહંત, બુદ્ધિશાળી ને શૂરવીર પુરુષોની ભૂમિનો

તે ભૂપ છે. તેની રાજધાની પંચાસર અમરાપુરીથી પણ અધિક છે. ત્યાં લક્ષ્મી તથા સરસ્વતીનો સદા વાસ છે. ચાવડા વંશનો કુળદીપક મહારાજ જયશિખરી ત્યાં રાજ કરે છે. તેના જેવો ઉદાર શૂરવીર ને ન્યાયી રાજા મેં તો બીજો જોયો નથી !'

'અભિમાનીઓનું અભિમાન તોડવાની અમારી ફરજ છે. જેના વિષે તું આટલું અભિમાન ધરે છે તે રાજા જયશિખરીની ધ્વજા જ્યારે નીચી નમાવીશ ત્યારેજ મને શાંતિ થશે. આ સભા વચ્ચે ગૂજરાતને સર કરવાનું હું પણ લઉં છું.'

'મહારાજ એવું સાહસ જવા દો' શંકર બોલી ઉઠયો.

'એટલે શું ક્ષત્રિયો મોતથી ડરે છે ? ના, ના, લીધી પ્રતિજ્ઞા પાર પાડીશ ને ગૂજરાત પર મારી આણ ફેરવીશ.'

'તો રાજન્ ! હું યે જણાવી દઉં કે ગુજરાત તમારી થશે તે પહેલાં કાં તો તમારો કે કાં તો જયશિખરીનો દેહ પડયો હશે. જયાં સુધી ગૂજરાતનો એક પણ સપુત જીવતો હશે ત્યાં સુધી ગૃજરાત જીતવાની તમારી ધારણા નિષ્ફળ છે.'

શંકર બારોટ પંચાસર આવી પહોંચ્યો. તેની તેજીલી ભાષામાં જયશિખરીને બધી હકીકત કહી સંભળાવી. રાજા જયશિખરી તેનું પરિણામ સમજી ગયો. લડાઈની તૈયારીઓ કરવા માંડી—પોતાના શૂરા સામંતોને એકઠા કર્યા ને જણાવ્યું.

" મારા શૂરા સરદારો ! ક્ષત્રિયોની તરવારો મ્યાનમાં પડી પડી કટાઈ ન જાય તેની વિધાતા બરાબર ખબર રાખે છે.

તે માટે તેણે આપણને સુંદર અવસર આપવાનું નક્કી કર્યુ છે. કલ્યાણી નગરીનો રાજા ભુવડ આપણી ગૂજરાતની ભૂમિ આપણી માતૃભૂમિનો સમ્રાટ થવાના સ્વપ્નાં સેવી રહ્યો છે. આપણી માતા તરફનો પ્રેમ દેખાડવાનો સમય આવી પહોંચ્યો છે. આવા અવસરે એવો કયો કપુત હશે કે માને ભૂલી જશે ને ઘરને ખુણે સંતાશે ?"

'કોઈ નહિ ' પોકારો થયા.

"તો તૈયાર થાઓ, શસ્ત્રો તૈયાર કરો અને ભુવડને બતાવી આપો કે ગૂજરાત ક્ષત્રિયોનું છે.' એટલું કહી મહારાજા બેસી ગયા.

તરતજ સેનાપતિ સુરપાળ ઉભો થયો. તેના મુખ ઉપરની શૂરવીરતામાં આ પ્રસંગને લીધે ઓર વધારો થયો હતો. તેના નેત્રોમાંથી અંગારા ઝરતા હતા.

થોડીવાર સ્થિર ઉભો રહ્યો ને સર્વના આશ્ચર્યની વચ્ચે તેણે મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી, હવામાં વીંઝી ને પોકારી ઉઠયોઃ

જય, મહારાજા જયશિખરીનો જય ! માતા ગૂર્જરીનો જય !

સૂર્યના તેજમાં સેંકડો તરવારો ઝબકી ઉઠી. આકાશ ફાડી નાખે એવા અવાજથી સર્વ બોલી ઉઠયા;

જય ! મહારાજા જયશિખરીનો જય ! માતા ગૂર્જરીનો જય !

ભુવડે પોતાના મિહીર નામના મુખ્ય સેનાપતિને મોટુ લશ્કર આપી ગુજરાત તરફ મોકલ્યો. તેણે રસ્તામાં આવતાં ગામડાઓ લૂંટવા તથા બાળવા માંડયાં. અનેકના ધનમાલ ખુંચવી લીધા ને કેટલીએ સ્ત્રીઓ તથા બાળકોને નિરાધાર બનાવ્યા.

રાજા જયશિખરીને આ વાતની ખબર પડી. તેનો આત્મા કકળી ઉઠયો. તેણે મિહીરને પત્ર લખ્યો. ક્ષત્રિયોની રીતને એક બાજુ મૂકી તું સ્ત્રીઓ–બાળકો અને ગરીબોને પીડે છે માટે જરૂર તારો નાશ પાસે આવ્યો છે. ગૂજરાતનું સમ્રાટ્-પદ તેમને પીડવાથી મળવાનું નથી. ગૂજરાતના સિંહ જય-શિખરીની જોડે રણમેદાનમાં શેતરંજ ખેલીને લેવાનું છે. ગૂજ-રાતનો સિંહ તારા જેવા શિયાળ જોડે યુદ્ધ કરી પોતાની કીર્તિ ઓછી કરવા માગતો નથી. માટે તારા રાજા ભુવડને જણાવી દે કે રણવાસ છોડી રણમેદાને આવે ને પોતાનું પરાક્રમ બતાવે.

પત્ર મળ્યા છતાં મિહીરે તો ગામડા ભાંગવાનું ને બાળ-વાનું કામ ચાલુ રાખ્યું.

હવે શૂરા સુરપાળથી ન રહેવાયું. તે પોતાના ચુનંદા સૈનિકો સાથે રવાના થયો. તે અવસર જોઈ શત્રુઓપર તૂટી પડયો. ઘાસની માફક દુશ્મનોનાં માથાં તેણે વાઢી નાખ્યાં. મિહીરનું લશ્કર હારી ગયું ને તે જીવ લઈ નાઠો.

આ વાતની ભુવડને ખબર પડી એટલે તે ક્રોધે ભરાયો ને પોતાના સૈનિકોને ઉશ્કેરી ફરી ચડાઈ કરવા નિશ્ચય કર્યો.

ભુવડની સાગર સરખી સેના પંચાસરને ફરી વળી. પણ તેથી જયશિખરી ડરી જાય તેમ નહોતું. તેણે કોટમાં રહ્યા રહ્યા એવો તો બચાવ કર્યો કે બાવન બાવન દિવસો પસાર થયા પણ પંચાસરના કિલ્લાને ઉની આંચે ય ન આવી. ભુવડ થાકયો.

સરદારોની સલાહ લીધી. મિહીરે જણાવ્યું કે સુરપાળને ફોડો તો કામ થાય.

સુરપાળને ફોડવા કાગળ લખાયો. શૂરા સુરપાળને તે મળ્યો. તેણે જવાબ વાળ્યો:

હું જીવતર જીવી જાણું છું. મારી માતૃભૂમિ અને મારા રાજા માટે મારો દેહ કુરબાન કરીશ. ક્ષત્રિયો કાયર બની જ્યારે આવા રસ્તા ખોળે છે ત્યારે તેમની માતાઓ લાજે છે. તમારી ઈચ્છા પાપી છે, તમને અધર્મ સુઝયો છે માટે તમારો નાશ પાસે છે.

ભુવડે સુરપાળનો સંદેશો વાંચ્યો. હવે લડાઈ સિવાય બીજો રસ્તો રહ્યો નહોતો. તેણે પોતાના સૈનિકોને ખુબ ઉશ્કેર્યા અને ખુનખાર લડાઈ ચાલુ થઈ. અંતે કિલ્લાની પશ્ચિમ બાજુ તૂટી. હવે જયશિખરીને ખુલ્લા રણમેદાનમાં આવ્યા વગર છુટકો નહોતો. તેમ કરતાં પહેલાં તેણે સુરપાળને એકાંતમાં બોલાવ્યો ને કહ્યું:

સૂરપાળ! શત્રુની સાગર સરખી સેનાને આપણા સૈનિકો પહોંચી વળી શકે તેમ નથી. એટલે મેં કેસરીયાં કરવાનો નિશ્ચય કર્યો છે. આવા પ્રસંગે તારી બેનને કોઈ ગુપ્ત સ્થળે મુકી આવવાની જરૂર છે. તે ગર્ભવંતી છે, ને સારે નસીબે પુત્ર અવતરશે તો ભવિષ્યમાં કોઇક દિવસ ગૂજરાતને તારશે.

'મહારાજ! આવા કટોકટીના સમયમાં મને આપ દૂર જવાનું કહો છો?'

'સુરપાળ ! સમય વિચાર. તેમ કર્યા વગર છુટકો છે ?'

'મહારાજ ! મન માનતું નથી, પણ મહારાજની આજ્ઞા છે ને કાર્ય વિકટ છે એટલે જઇશ.'

મધરાતે રૂપસુંદરીને લઈ સુરપાળ પંચાસરમાંથી રવાના થઈ ગયો.

હવે જયશિખરીની ચિંતા ગઇ. તેણે પોતાના સૈનિકોને ઉશ્કેર્યા ને કેસરીયાં કરવા નીકળી પડયો.

ખુબ લડાઈ જામી. જયશિખરીના માણસો બહુ થોડા હતા. ધીમે ધીમે એક પછી એક યોદ્ધાઓ પડવા લાગ્યા. અંતે જયશિખરી પણ મરાયો. ગૂજરાતની જયપતાકા ઢળી પડી. ગૂજરાતીઓ અનાથ બન્યા.

ભુવડના માણસો પંચાસરમાં પેઠા. ભુવડે જયશિખરીની ચિતાવાળી જગ્યાપર મંદિર બંધાવ્યું ને તેનું નામ ગૂર્જરેશ્વર પાડયું.

: ૨ :

દૈવની ગતિ વિચિત્ર છે. ક્યાં એ પંચાસરના રાજ મહાલયને ક્યાં જંગલમાં વસતા ભીલોની ઝુંપડી ? ક્યાં રાજમહેલની રસવતી રસોઇઓ ને ક્યાં જંગલના કંદમૂળ ને ફળફુલ ? ક્યાં રાજમહાલયની હિંડોળાખાટો ને ક્યાં ભૂમિ પર પથારી ? તેમાંયે દુશ્મનના માણસો શોધવા આવે ત્યારે કોઇ ગુફા કે કોતરમાં સંતાઈ જવું પડે. આવી દશામાં રાણી રૂપસુંદરી દિવસો વીતાવી રહી હતી. તેવામાં જયશિખરીના મૃત્યુના સમાચાર મળ્યા. દુઃખના ડુંગર તુટી પડયા તે પોકારી ઉઠીઃ

'પ્રિયતમ ! તમે ગયા, હું બાકી રહું ? ના, ના, તે બનેજ કેમ ? પણ તમારી છેલ્લી ઇચ્છા ખાતર ચાવડા વંશના અને સાથે સાથે ગૂર્જરભૂમિના ભલા ખાતર હું જીવી રહી છું.'

કંઇક દિવસો પસાર થયા.

ગૂજરાતના સુભાગ્યે રાણી રૂપસુંદરીએ શુભ ચોઘડીએ એક પુત્રને જન્મ આપ્યો.

રાણીની તહેનાતમાં રહેનાર ભીલ લોકો ખુશ ખુશ થઈ ગયા. બાળકના લલાટ સામે તેઓ જોયા કરે અને વિચારેઃ ઓહો કેટલું તેજ ! સિંહનાં બચ્ચાં તો સિંહજ હોય.

મહારાજા જયશિખરીનો એકનો એક પુત્ર ઝાડની ડાળી સાથે બાંધેલી ઝોળીમાં સુવે છે ! નથી ત્યાં સોના રૂપાના ઘોડિયાં કે હીરની દોરી.

એક દિવસ વનરાજને સુવાડી રાણી રૂપસુંદરી ઇંધણાં ખોળવા ગઇ છે. તે સમયે જૈન યતિ શીલગુણસૂરિ ત્યાં થઇને નીકળ્યા. પાછલો પહોર થયો હોવા છતાં તે બાળકનું તડકાથી રક્ષણ કરતી વૃક્ષની છાયા થંભેલી જોઈ, તેમણે વિચાર કર્યો કે આ ઝોળીમાં સુતેલું બાળક જરૂર કોઈ પુણ્યશાળી જીવ છે. તેઓ પાસે ગયા. લલાટ તરફ નજર કરી હાથપગની રેખાઓ જોઇ અને પોતાની ધારણા સાચી લાગી. તપાસ કરતાં માલુમ પડયું કે એ તો મહારાજા જયશિખરીનો કુંવર છે. ગૂજરાતનો ભાવિ સમ્રાટ્ છે,

યતિના હૃદયમાં દેશપ્રેમ ને ધર્મ પ્રેમ સાથે સાથે પેદા થયા. હું યતિ ખરો, પણ શું હું ગૂજરાતનો નથી? ગૂજરાત મારી નથી? ગૂજરાતના લોકો પરદેશી રાજાથી પીડાયા કરે, જુલ્મો સહન કરે, તે નિવારવા માટે આ ભાવિ ગર્જરપતિને આશ્રય આપવો એ મારી ફરજ નથી? ને નસીબ સંજોગે જો આ બાળક ગૂજરાતની ગાદીએ બેસશે તો શું આ બધું ભૂલી જશે? નહિ, હરગીજ નહિ. તે વખતે જૈન ધર્મનાં કેટલાં સુંદર કાર્યો કરાવી શકાશે? જૈન ધર્મની કેટલી ઉન્નતિ થશે! આવા આવા વિચારોને અંતે શીલગુણસૂરિએ પોતાની ફરજ બજાવવા નિશ્ચય કર્યો.

યતિ રૂપસુંદરીને મળ્યા. તેને દિલાસો આપ્યો ને તેના પુત્ર સાથે તેને વણોદ ગામમાં પોતાના ઉપાશ્રયે લઇ ગયા.

કુંવર વનમાં જન્મ્યો માટે તેનું નામ વનરાજ પાડયું. વનરાજ દિવસે દિવસે મોટો થવા લાગ્યો. મોરનાં ઇંડાં ચીતરવાં પડતાં નથી. વનરાજને માટે ઝાડપર ચઢી જવું સહેલ હતું. કુસ્તી કરવી ને નદી તરવી એ તો એની રોજની રમતો હતી. પોતાના ગામના છોકરાઓને ભેગા કરી સામા ગામના છોકરાઓ સામે હલ્લો લઇ જવો ને રોડાં ને છેવટે લાકડીઓનો ઉપયોગ કરી વિજય મેળવવો એ તેને પસંદ પડતું.

કોઇ કોઇ વાર તે પોતાના સાથીઓની સભા ભરતો ને વચમાં મોટો ધુળનો ઢગલો કરી તે પર પોતે બેસી રાજાની માફક હુકમ કરતો. તેના સાથીઓ તેનો હુકમ તરત ઉપાડી લેતા.

યતિએ તેના આ સર્વ લક્ષણો જોયા. પોતાની ધારણા જરૂર ખરી પડશે તેમ લાગ્યું. પછી તો તેને રાજશાસન ને નીતિશાસ્ત્ર શીખવવા માંડયું.

થોડા વખતથી જયશિખરીને મદદ કરવા ગયેલ સુરપાળ પણ માઠા સમાચાર મળવાથી પાછો ફર્યો હતો. તેણે વનરાજને ધનુર્વિદ્યા ને શસ્ત્રવિદ્યા શીખવવી શરૂ કરી. તેની તરવાર ફેરવવાની ને નિશાન તાકવાની હોશિયારી જોઇ સુરપાળ તો છકજ થઇ ગયો.

એક વખત મધરાતે ગામમાં ધાડ પડી. હોકારો થયો. તપાસ કરતાં જણાયું કે લુટારૂઓ દેરાસરમાંની મૂર્તિ પરનાં સઘળાં ઘરેણાઓ ઉઠાવી નાસી જાય છે. સિપાઈઓ તેમની પાછળ પડયા છે. શૂરા વનરાજથી એ કેમ જોયું જાય ? તેણે પોતાના ઘોડાને દોડાવી મૂકયો અને લુટારાઓને રોકી પાડયા. પછી ચાલી ઝપાંઝપી. ઝબક ઝબક કરતી વનરાજની તરવાર ફરી રહી છે. થોડીવારમાં તો લુટારાઓ ટપોટપ ઘાયલ થવા લાગ્યા. બીજા શરણે આવ્યા.

ગામના લોકો આતુરતાથી વનરાજને જોઇ રહ્યા છે. વનરાજ સૌથી આગળ છે. તેના હાથમાં લુટારાના સરદારનું માથું છે. પાછળ બીજા લુંટારાઓ છે ને સૌથી પાછળ ગામના સિપાઈઓ છે.

: ૩ :

એક વખત મામા સુરપાળને વનરાજ એક ધાડા જંગલ-

માંથી ચાલ્યા જાય છે ત્યાં સિંહની ગર્જના સંભળાઇ. છલંગ મારતો કેશરીસિંહ કોતરમાંથી બહાર ધસી આવ્યો. વનરાજે ધનુષ્યનો ટંકાર કર્યો. પછી તો ક્રોધે ભરાયેલો સિંહ તેના તરફજ ધસ્યો. બન્ને વનરાજ વચ્ચે યુદ્ધ જામ્યું. એકબીજાનો જાન લેવા બંને તલ્પી રહ્યા છે. સુરપાળ ઘણો યે પ્રયત્ન કરે છે પણ સિંહ તેના તરફ તો જોતોજ નથી, જાણે કે તેને તો પોતાનું નામ ધરાવતો એક યુવાનજ પોતાનો હરીફ લાગે છે.

એટલામાં વનરાજનું તીર છુટયું. બરાબર સિંહના શરીરમાં પેસી ગયું ને તે જમીન પર તૂટી પડયો.

આમ મામાના હાથ નીચે ઘડાતો વનરાજ દિવસે દિવસે વધુ શૂરવીર થતો જાય છે.

મામા સુરપાળ ને વનરાજ બેઠા છે. સુરપાળ કંઇ ગંભીર વિચારમાં છે. થોડી વાર બાદ તેની વિચારમાળા તુટી. તે બોલ્યોઃ વનરાજ! તારા પિતા મહારાજા જયશિખરે છેલ્લા યુદ્ધમાં ઝંપલાવતાં પહેલાં તારી માતાને મારી સાથે જંગલમાં મોકલાવી દીધી. તે વખતે તેમની છેલ્લી ઈચ્છા શું હતી? ગૂજરાતના સુભાગ્યે જો રૂપસુંદરીને પુત્ર અવતરશે તો કોઇક દિવસે ગૂજરાતને તારશે ને ફરી ચાવડા વંશનો સૂર્ય પ્રકાશશે. સુભાગ્યે મહારાજાની ધારણા સાચી પડી છે, પણ તેમની ઇચ્છા હજુ પાર પડી નથી. તેમની ઈચ્છા પુરી કરવાનો મારે ને તારે શિર બોજો આવી પડયો છે પરંતુ બીજી બાજુ ભુવડ જેવા મહાન શત્રુને કેમ હંફાવવો એ પણ વિચારવા જેવી વસ્તુ છે.

'મામા! આટલા દિવસ તમે આ વાત છુપી રાખી?'

'ભાઈ! તું ઉમર લાયક થાય ત્યારેજ આવા કામ માટે યોગ્ય ગણાય ને?'

'મામા! સિંહનું બચ્ચું હજારો શિયાળવાને ભગાડવા સમર્થ હોય છે. ત્યાં તેની ઉમર જોવાતી નથી, જાત જોવાય છે. હવે આ વનરાજ એ વનનો રાજા રહેવાનો નથી પણ હરકોઈ ઉપાયે ભુવડને હરાવી ગૂજરાતનો સમ્રાટ્ થશે. પિતાની ઈચ્છા પુરી કરશે ને ગૂજરાતને જુલ્મમાંથી ઉગારી તેના આશીર્વાદ લેશે.

'શાબાશ! તારી શૂરવીરતા મારાથી અજાણી નથી. પણ વનરાજ! તું જુવાન છે, તારૂં લોહી ઉછળતું છે. જગતનો તને ખ્યાલ નથી. તારી એકજ તરવાર ભુવડનું રાજ્ય ડોલાવી શકે નહિ તે માટે આપણી પાસે બીજા સૈનિકો જોઈએ. તેમને નિભાવવા ધન જોઈએ. આ બધું એકાએક ક્યાંથી મળી શકે? તે માટે આપણા સંજોગોને અનુસરીને આપણે બહારવટું ને લુંટફાટ કર્યા વગર છુટકો નથી. તે વગર ગૂજરાતના ઉદ્ધારનો એક રસ્તો નથી.

ધીમે ધીમે વનરાજે પોતાની ટોળી ઉભી કરી ને લુંટફાટ તથા બહારવટાની શરૂઆત કરી.

એક દિવસ રાતને સમયે વનરાજ પોતાના માણસોને લઇ કાકર ગામમાં એક શેઠનું ઘર ફાડવા ગયો. માણસોને બહાર રાખી પોતે એકલો ઘરમાં પેઠો. અંધારે અંધારે કોઠો ખોળી

કાઢયો. તેમાં હાથ નાખી દાગીના તથા પૈસા ખોળવા લાગ્યો. એવામાં કોઇ સુંવાળી વસ્તુપર હાથ પડયો. તપાસ કરતાં માલમ પડયું કે તે દહીં હતું. દહીં એ તો અપશુકન એટલે તે તરત પાછો ફર્યો. પોતાના માણસોને લઇ ચાલી નીકળ્યો.

સવારે શેઠની બ્હેન શ્રીદેવી દહીં લેવા ગઈ. જોયું તો તેના પર માણસનો એક પંજો પડેલો. તે અજવાળે ગઇ ને પંજામાંની રેખાઓ જોઇને વિચાર કરવા લાગી કે જરૂર આ કોઇ મહાપુરૂષ નો પંજો છે. આવો મહાપુરૂષ કોણ હશે ? ને તેને આવો ધંધો શા માટે કરવો પડતો હશે? વિચાર કરતાં કરતાં કોઇની પાસેથી વનરાજ વિષે સાંભળેલું તે યાદ આવ્યું. જરૂર વખાનો માર્યો વનરાજ અહીં આવ્યો હશે એવું અનુમાન કર્યું. પછી તો શ્રી-દેવીને તેની આ સ્થિતિ માટે લાગી આવ્યું.

તેને પોતાના ભાઈ તરીકે ગણી મદદ આપવા નિશ્ચય કર્યો. તે માટે ગુપ્ત તપાસ ચલાવી ને અંતે તેને ખાત્રી આપી છાની રીતે પોતાને ઘેર બોલાવ્યો. પછી ભોજન કરાવ્યું ને ખરચી પાણી આપી. વનરાજે કહ્યું: બ્હેન ! તારી મારા તરફ આવી લાગણી છે, પણ હાલમાં હું તને કંઈ આપી શકતો નથી. પણ નસીબ સંજોગે જો મને રાજ્ય મલશે તો તને હું મ્હારી બ્હેન ગણી તારે હાથે જ તીલક કરાવીશ. વનરાજે વચન આપ્યું.

: ૪ :

એક વાણીયો ઘીનું કુલ્લું લઇ ચાલ્યો આવતો હતો. વન-રાજ ને તેના સાથીઓએ તેને જોઈ પડકાર કર્યો :

ઉભો રહે, એ વાણિયા !

પણ આ વાણિયો કંઇ જુદા જ પ્રકારનો હતો. તેણે તો જાણે કંઇએ સાંભળ્યું ન હોય તેમ ચાલવા જ માંડયું.

ફરી પડકાર કર્યો : ત્યાં જ અટકી રહેજે, નહિ તો મરી ગયો જાણજે.

વાણિયો હવે ઉભો રહ્યો ને હસતો હસતો બોલ્યોઃ કેમ ભાઈ! ઘી ખરીદવું છે?

વાણીયાભાઈની જાત લુંટારાને જુએ ને રડવા માંડે તેને બદલે આ વાણીયાને આવો નિડર જોઈ વનરાજ આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું : કેમ ? મોતનો ડર નથી ? આ કુલ્લું મુકી ચાલતો થા.

વાણીયાએ જવાબ આપ્યોઃ સર્વને એકવાર મરવું તો છે જ, એટલે મોતનો ડર રાખ્યે ચાલે તેમ નથી. વળી આ કુલ્લું તો મોંઘા ભાવનું છે. તે આમ પડકારથી મળી જાય તેમ નથી. એમ કહી વાણીઆએ પોતાના ખભા ઉપર ભેરવેલા ભાથામાંથી તીર કાઢયાં. એક, બે, ત્રણ, ચાર, પાંચ, એમ ગણ્યાં. પછી ત્રણ તીર પાછા મુકયાં ને બેના કટકા કરી ફેંકી દીધા.

આ જોઇ વનરાજ ઘણું જ આશ્ચર્ય પામ્યો ને બોલ્યોઃ

ઓહો ! તું તો ઘણો વિચિત્ર લાગે છે. જ્યારે તારે માથે

મોતનો ભય ઝઝુમે છે ત્યારે લડવાના સાધનો વધારવાને બદલે ઓછા કરે છે!

વાણિયો કહે, હરકત નહિ. તમે ત્રણ જણા એક એક તીરના ઘરાક છો, માટે મારે ત્રણ તીર પુરતાં છે.

વનરાજ બોલી ઉઠયો:

શાબાશ વાણિયા! તું વાણિયાની કોમમાં જવાહીર લાગે છે. હવે અમે અમારો વિચાર માંડી વાળીએ છીએ. પણ તારી હોશિયારી તો અમારે જોવી છે. જો, તું પેલા ઝાડની ટોચે લટકતા ફળને તાક જોઉં.'

વાણિયાએ ફળને આબાદ વીંધી નાખ્યું.

વનરાજે એને સમજાવ્યો ને પોતાની સાથે રાખ્યો. પોતાને રાજય મળ્યે પ્રધાન બનાવવા વચન આપ્યું. તે વાણિયાનું નામ જમ્બ અથવા ચાંપો. એ શૂરવીર લડવૈયો વંજરાજને બહુ જ કામે લાગી ગયો.

મામાના મૃત્યુના સમાચારથી દીલગીર બનેલો વનરાજ પોતાના સરદારોની સભા ભરી બેઠો છે.

'મામા! આજે હું તમને કેટલી રીતે સંભારૂં? મહારાજા જયશિખરીના સાચા સ્વામીભક્ત—શૂરવીર સેનાપતિ—ને તેના પુત્રના સાચા મદદગાર તમે આ શું કર્યું? આમ અધવચ શાને ચાલી ગયા? હવે આ વનરાજને કોણ દોરશે? હવે તેને માટે તમે

શું બાકી રાખ્યું છે ? નિરાશા ને ઘોર અંધકાર ! તેને માર્ગ સુઝતો નથી ! મહારાજા જયશિખરીની છેલ્લી ઈચ્છા પૂરી થાય ત્યાં સુધી તો રહેવું હતું. ભુવડના જુલ્મથી પીડાતા ગૂજરાતની તો દયા જાણવી હતી ! માતા ગૂર્જરી તમારા જેવા જવાહીરને ગુમાવી આજે ધ્રુસકે ધ્રુસકે રડી રહી છે, ને ગૂજરાતનો ભવિષ્યનો રાજા થવાના સ્વપ્ન સેવતો આ વનરાજ પણ આજે હતાશ બની ગયો છે ! તેની હિંમત હણાઇ ગઈ છે !

'મહારાજ ! આમ શોક ન કરો. જન્મ્યું સૌ કોઈ જવાનું છે. વહેલા કે મોડા, તેમાં કોઇનો છુટકો નથી. મામા સુરપાળે તમને તૈયાર કર્યા છે. પાંખો ઉગાડી છે. હવે ઉડવું એ તમારૂં કામ છે. સંકટ સમયે હિંમત દાખવી જે કામ સાધે તે ખરા મર્દ છે. તો શું મહારાજા જયશિખરીનો પુત્ર આટલા જં સંકટથી આમ પાછો પડી જશે ? તો દુનિયા તેને માટે શું કહેશે ? સ્વર્ગમાં વસતા મહારાજા જયશિખરીની ઈચ્છા સદાયે અપૂર્ણ રહી. તેનો પુત્ર ખુણે સંતાયો. એક સરદારે વનરાજને પાણી ચઢાવ્યું.

વનરાજ ગર્જી ઉઠયો: એટલે તમે શું એમ સમજી લીધું કે વનરાજની હિંમત હણાઈ ગઇ છે એટલે હવે તે હાથ જોડી બેસી રહેશે ? ના, ના, મારા સામંતો એમ ન સમજશો.

પણ મામા સુરપાળ જેવા શૂરવીર પુરૂષને ગુમાવીએ એ લાગે તો ખરૂં ને ? વનરાજ એ સિંહનો બચ્ચો છે, તેને જાનની પરવા નથી. પિતાની છેલ્લી ઇચ્છા પૂર્ણ કરવા, માતા ગૂર્જરીને તારવા તે આકાશ પાતાળ એક કરશે. ( અચાનક મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી) તેની આ તાતી તરવાર દુશ્મનોના માથા ઘાસની માફક વાઢી નાખશે. અને અંતે કાં તો ગુજરાતનો મહારાજા થશે અગર તેના પિતાને મળવા સ્વર્ગ તરફ પ્રયાણ કરશે.

ચાંપો બોલી ઉઠયોઃ ધન્ય છે ! ધન્ય છે ! રાણી રૂપસુંદરી તારી કુખને ! ધન્ય છે ! ધન્ય છે ! યતિ શીલગુણસૂરિ તારા યતિપણાને. એકે જન્મ આપ્યો, બીજાએ રક્ષ્યો ને ગુજરાતની સાચી સેવા સાધી. સ્વર્ગવાસી મહારાજા જયશિખરી ને શૂરા સામંત સુરપાળને તો જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછાજ છે. એકે સમય પારખ્યો, બીજાએ ખરેખરા સંકટ સમયે પણ માલીકની આજ્ઞા ઉઠાવી ગૂજરાતનો આથમી જતો સૂર્ય સતેજ રાખ્યો. ”

પછી વનરાજ બોલવા લાગ્યોઃ શૂરા સરદારો ! આજ સુધી આપણે છુટકે ન છુટકે પણ સાધારણ ચોરીઓ વગેરે હલકાં કામ કર્યાં છે, કારણ કે તેમ કર્યા વગર છુટકો નહોતો. એ સિવાય આપણા બધાના નિભાવનું

બીજું સાધન નહોતું. પણ હવે આમ ક્યાં સુધી ચલાવવું ? આમ આપણે ગૂજરાત ક્યારે જીતી શકીએ ? વળી હવે સંજોગો પણ સુધર્યા છે. ભુવડ ઘરડો થયો છે, તેનાં રાજ્યમાં અંધેર ચાલે છે. આ તકનો લાભ લઇ આપણે તેના રાજ્યના દ્રવ્ય પર ને રાજ્યના ગામો પર નજર માંડવાની છે. ધીમે ધીમે ગામો ને શહેરો સર કરવાના છે. અને છેવટે મહારાજા જયશિખરીની છેલ્લી ઈચ્છા પૂર્ણ કરી ગજરાત પર આપણી આણ વર્તાવવાની છે. આ બધું કામ સહેલું નથી. ભુવડ ને તેના પટાવતો પણ ક્ષત્રિયો છે એટલે હવે ખુનખાર લડાઇઓ થશે. માટે જેને જીવવાની ઈચ્છા હોય, જેને પોતાના બૈરીછોકર સાંભરતા હોય, તેને ખુશીથી ચાલ્યા જવાની રજા છે.

સઘળા એકી અવાજે બોલી ઉઠયા: ગૂજરાતના તારણહાર મહારાજા વનરાજને અમે અમારા દેહ અર્પણ કર્યાં છે.

‘ ધન્ય છે.ધન્ય છે મારા શૂરાઓ ! જે ભૂમિમાં તમે જન્મ લીધો છે, જે ભૂમિમાં ઉછરી તમે મોટા થયા છો, તેની પૂરેપૂરી દાઝ તમારે હૈયે વસે છે. તમારા જેવા દેશભક્તો ને સ્વામી ભક્તો મારી મદદમાં છે એ જાણી મને ઘણો આનંદ થાય છે.’

હવે તો વનરાજ ને તેના દોસ્તો મોટી મોટી લુટો પાડે છે. કેટલીક વખત ગામો પર ને શહેરો પર હલ્લા લઈ જાય છે અને સર કરે છે. તેમને શહેરોમાંથી ને ગામડામાંથી મળેલા ધનથી તેમનું જોર દિવસે દિવસે વધતું જાય છે. તેમના માણસોમાં પણ વધારો થતો જાય છે.

એક દિવસ—વનરાજના વ્હાલા સાથી અણહિલે ખબર આપી. બાપુ બરાબર લાગ આવ્યો છે. જાતવાન ઘોડાની હારો ને હારો ચાલી જાય છે, ધનનો પણ પાર નથી. આવો લાગ ફરી ફરી મળવાનો નથી.

તપાસ કરતાં જણાયું કે ભુવડની કુંવરી મીનળદેવીને ત્યાં આ બધું જતું હતું. આ બધી ગુજરાતની ઉપજ હતી જે તેણે કુંવરી મીનળદેવીને સોંપી હતી. તેના સરદારો આ બધું લઇ કલ્યાણ તરફ જતા હતા.

હા, હા—પોતાના દેશની ઉપજ—અઢળક ઉપજ ને તે બીજા મુલકમાં જાય ? ને મહારાજા જયશિખરીનો પુત્ર જીવતો જાગતો તે જોયા કરે ? ના—ના—તે બને જ કેમ ?

તેણે લાગ જોઇ એક સાંકડા માર્ગમાં તેમને ઘેર્યા.

ભુવડના સરદારોને તો આ બાબતનો ખ્યાલ સરખો નહોતો. અચાનક આમ ઘેરાયેલા જોઇ તેઓ ગભરાયા. થોડાક પ્રયત્નો કરી.જોયા પરંતુ વનવગડામાં રહેલા ભીલો ને વનરાજ આગળ તેમનું કંઈ ચાલ્યું નહીં. અંતે તેઓ પલાયન કરી ગયા. વનરાજ તે સર્વ ઘોડાઓ ને અઢળક ધનનો માલીક બન્યો.

હવે આ વસ્તુઓ મળતાં તે જોરમાં આવ્યો ને અનુક્રમે ગામો જીતતો જીતતો પંચાસર આવી પહોંચ્યો. પંચાસરના સોલંકી લોકોને આ ખબર પડી એટલે તેમણે કિલ્લાના બારણા બંધ કરાવ્યા. પંચાસરનો કિલ્લો મજબુત હતો. તે સહેલાઇથી

જીતી શકાય તેમ નહોતું. તેવામાં પાછળથી ભુવડ લશ્કર લઈ આવી પહોંચ્યો. ખુનખાર લડાઇ થઇ.

વનરાજ હાર્યો ને જંગલમાં નાસી ગયો પણ હિમ્મત હાર્યો નહીં સોલંકી લોકોએ પંચાસરની શેરીએ શેરીએ આગ લગાડી શહેરને નકામું બનાવી દીધું કે વનરાજ કદી તેના બાપની રાજધાની મેળવવા પ્રયત્ન જ ન કરે.

આ બનાવ પછી થોડા વખતમાં ભુવડ મરી ગયો.

હવે વનરાજને બહુ સારો અવસર મળ્યો. તેણે ફરી શહેરો જીતવા શરૂ કર્યાં. સોલંકી લોકો સત્તાથી બેફામ બન્યા હતા. જ્યારે વનરાજના સૈન્યમાં ખડતલ ભીલો ને નિમકહલાલ શૂરવીરો હતા. ઠેકઠેકાણે વનરાજને વિજય મળવા લાગ્યો ને અંતે અણહિલની સલાહથી સરસ્વતી નદીને કાંઠે તેણે એક સુંદર શહેર વસાવ્યું. પોતાના સંકટ સમયમાં દુશ્મનોથી બચાવવા અણહિલે તેને ઘણી મદદ કરી હતી, તેની કદર કરી તે નવી નગરીનું નામ અણહિલપુર પાટણ રાખ્યું.

જ્યારે વનરાજ જંગલમાં રખડતો હતો ત્યારે આબુનો રાજા ભુવડની જોડેના કોઈ અણબનાવથી તેના આશ્રયે આવી રહ્યો હતો. તેની પુત્રી સુંદરકેશીએ વનરાજને જોયો ત્યારથી નિશ્ચય કર્યો હતો કે પરણું તો વનરાજને જ.

આવા સુંદર અવસરે તેણે પોતાના પિતાને પોતાની ઇચ્છા બતાવી.

તેના પિતાએ માગણીનો સ્વીકાર કર્યો. સુંદરકેશી અને વનરાજનું લગ્ન થયું.

હવે વનરાજે ગજરાતનો ઘણો ખરો ભાગ જીતી લીધો હતો. આખા ગૂજરાત પર તેની આણ ફરતી હતી.

આજે ગૂજરાતનો તારણહાર રાજ્યસિંહાસને બીરાજવાનો છે. ધર્મની બ્હેન શ્રીદેવીને તેડાવી છે. બ્હેન પણ ઉલટભરી આવી છે. હાથમાં પુજાનો થાળ છે.

સભા આખી સ્થંભી ગઈ છે. આ શું ! આ તે કયાંની બ્હેન ?

શ્રીદેવી આગળ વધે છે, વનરાજના કપાળમાં રાજતિલક કરે છે.

આખી સભામાંથી પોકારો થાય છે. વીર વનરાજનો જય ! માતા ગુર્જરીનો જય !

વનરાજ બોલે છેઃ

'ભાઇઓ ! સુખમાં સર્વ સગા હોય છે. પણ દુઃખમાં સહાય આપનાર કોઈ વિરલ હોય છે. આ બ્હેને જંગલમાં રખડતી વનરાજને ભાઈ ગણ્યો હતો તેના બદલામાં જેટલું આપું તેટલું ઓછું છે. તેને હું ચાર ગામ વીરપસલી તરીકે આપું છું. તે સિવાય બીજી પણ ઘણી ભેટ પણ શ્રીદેવીને મળી. પછી યતિ શીલગુણસૂરિ તરફ જોઈ કહેવા લાગ્યોઃ પ્રજાજનો ! આ વનરાજ આજે ગૂર્જરેશ્વર બન્યો છે, તે કોનો પ્રતાપ છે ? જાણો છો ? આ તમારી સન્મુખ બેઠેલા મહાત્મા શીલગુણસૂરિનો. જો તેમણે આશ્રય ન આપ્યો હોત તો અમારી શું સ્થિતિ હોત

તે વિધાતા જાણે. આ આખું રાજ્ય આપું તો પણ તેમનો બદલો વળે તેમ નથી!

'વનરાજ! મેં કંઇયે કર્યું નથી. મેં જે કર્યું છે તેમાં મારી ફરજ બજાવી છે. ગૂર્જરાત મારી માતૃભૂમિ છે. તે જુલ્મથી પીડાતી હતી, તેને છોડાવવી એ મારી ફરજ હતી.' શીલગુણસૂરિએ જવાબ આપ્યો.

'મહારાજ! તમે અમારી ખાતર જાનને જોખમમાં નાખ્યો એ વસ્તુ હું કદીયે ભુલવાનો નથી. માટે કંઈ પણ આજ્ઞા કરો ને મારા જીવને સંતોષો.'

'ભાઇ! અમારા જીવનની, અમારા દેહની મમતા અમે છોડી છે. મોત અમને ડરાવી શકતું નથી ને તેથી ડરીએ તો અમે ત્યાગી શાના? પણ તારી બહુ ઈચ્છા છે તો લોકોમાં ધર્મનો પ્રચાર થાય એવું કાંઇ કાર્ય કર. ત્યાગી પુરૂષો એ એકજ ઈચ્છા ધરાવી શકે. એ એક જ માગણી કરી શકે. તેમના હરકોઈ કાર્યની શરૂઆત ગમે તેવી હોય પણ તેમનું છેવટનું લક્ષ્ય બિંદુ જીવોની શાંતિ જ ઈચ્છતું હોય, જીવોને ધર્મપંથે જ વાળતું હોયઃ

આ પછી વનરાજે શ્રી પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાએ સુશોભિત પંચાસર નામનું ચૈત્ય કરાવ્યું. પોતાની આરાધક મૂર્તિ કરાવી તેનું પણ તેમાં સ્થાપન કરાવ્યું, અને યતિ શીલગુણસૂરિના મનને સંતોષ્યું.

ચાંપા વાણિયાની કદર કરી એને મંત્રીશ્વર બનાવ્યો. જેના નામ પરથી પાવાગઢની તળેટીમાં ચાંપાનેર વસ્યું.

આમ મહારાજા જયશિખરીની છેલ્લી ઇચ્છા પૂર્ણ થઇ.

ગૂજરાત પર ફરી ચાવડા વંશનો સૂર્ય પ્રકાશ્યો. લોકો સુખ અને શાંતિમાં દિવસો પસાર કરવા લાગ્યા.

વનરાજ સાઠ વર્ષ રાજ્ય કરી સંવત ૮૬૨ માં ૧૧૦ વર્ષની ઉમ્મરે દેવલોક પામ્યો.

તેનું નામ વીર નર તરીકે આજે ઇતિહાસને પાને ઝળકી રહ્યું છે. સાથે સાથે સુરપાળ, યતિ શીલગુણસૂરી, ચાંપો, શ્રીદેવી, અને અણહિલ પણ અમર થઈ ગયા છે.

બોલો—માતા ગૂર્જરીનો જય! વીર વનરાજનો જય! પંચાસરા પાર્શ્વનાથનો જય!



# જૈન જ્યોતિ

દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય
અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨ા | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩ા | : : | ચારઆના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
હવેલીની પોળ, રાયપુર
અમદાવાદ.